JRK

# કર્મનો નિયમ




હરજીવન કાલિદાસ મહેતા

# કર્મનો નિયમ—

ॐ

લેખક

હરજીવન કાલિદાસ મહેતા
ભાવનગર .

અમૂલ્ય.

સં. ૧૯૯૬ : બીજી આવૃત્તિ : પ્રત ૧૦૦૦

# कर्ममुक्ति



न कर्मणामनारम्भान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च सन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ ३-४

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौन्तेय ! मुक्तसंगः समाचर ॥ ३-९

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ ४-१९

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ ४-२३

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ! ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ४-३७

योगसन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनंजय ! ॥ ४-४१

युक्तः कर्मफलं त्यक्त्वा शान्तिमाप्नोति नैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फलेसक्तो निबध्यते ॥ ५-१२

—भगवद्गीता

# પ્રસ્તાવના

કર્મ અને પુનર્જન્મમાં, ધર્મની માન્યતા તરીકે માનનારાં લોકો, તે સંબંધે બહુ ઓછો વિચાર કરે છે. જે લોકોનાં ધર્મપુસ્તકોમાં કર્મ અને પુનર્જન્મ સંબંધે સ્પષ્ટ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી, તે લોકો તેમાં માનવાની જ ના કહે છે. આવી માન્યતા અથવા અમાન્યતા લાભકારક નથી. સમજ્યા વગરની માન્યતાની અસર જીવન ઉપર થતી નથી. એનાથી જીવનપલટો થતો નથી. સમજ્યા વગરની અમાન્યતા મનને અને હૃદયને સંકુચિત બનાવે છે, સત્યશોધકવૃત્તિને દાબી દે છે અને ધર્માંધતાને પોષે છે.

ગુરૂત્વાકર્ષણનો નિયમ Law of Gravitation—સર આઈઝાક ન્યુટને શોધ્યો છે. પણ તે નિયમ તો જગ-જૂનો છે. તે સંબંધમાં કોઈ પણ ધર્મપુસ્તકમાં સ્પષ્ટ લખાણ નથી, છતાં કુદરતમાં તો એ નિયમ રહેલો છે જ. દુનિયાના અશિક્ષિત અને માત્ર અક્ષરજ્ઞાન ધરાવતા મનુષ્યો ગુરૂત્વાકર્ષણને માનતાય નથી, અને જાણતાય નથી; છતાં તેની અસર તો સૌ કોઈના ઉપર થાય છે જ.

ગુરૂત્વાકર્ષણના નિયમની માફક કર્મ, પુનર્જન્મ અને વિકાસક્રમ પણ કુદરતના નિયમો જ છે. તે પણ સૌ કોઇને લાગુ પડે છે. માન્યતા, અમાન્યતાની સાથે તેઓને સંબંધ નથી. કર્મમાં નહિ માનનાર પણ વાવે તેવું જ લણે છે. પુનર્જન્મમાં નહિ માનનારને પણ મૃત્યુને વશ થવું જ પડે છે, પરંતુ સમજપૂર્વક વાવનાર અને સમજપૂર્વક મૃત્યુને વશ થનાર તથા સમજ્યા વગર વાવનાર ને સમજ્યા વગર મૃત્યુને વશ થનાર વચ્ચે બહુ મોટો ફરક છે. કેટલો મોટો ફરક છે તે આ નિયમોના અભ્યાસીઓ જાણે છે.

કોઇ પણ પ્રજા અથવા કોઇ પણ વ્યકિત, બીજાને દુઃખ દઇને, બીજાને ખર્ચે અને જોખમે સાચું સુખ મેળવી શકતી નથી, એ સત્ય, કર્મનો નિયમ જગતને શિખવી રહ્યા છે. લોકો, જ્યાં સુધી, આ સત્ય નહિ સમજે અને એ પ્રમાણે નહિ વર્તે ત્યાં સુધી કોઇ પણ પ્રજા કે કોઇ પણ વ્યકિત, માત્ર બીજાને ત્રાસ આપીને ખરેખરી શાન્તિ પ્રાપ્ત કરી શકશે નહિ. સાચા સુખ અને સાચી શાન્તિ પ્રાપ્ત કરવા માટે તો.

सब्ब पापस्स अकरणं, कुसलस्स उपसंपदा ।
सचित्त परिओदपनम्, एतद् बुद्धानुशासनम् ॥

દુ;ખનાં બી વાવતાં અટકવું; સુખનાં બી વાવતાં રહેવું; ચિત્તશુદ્ધિ કરી અહંભાવનો નાશ કરવો; એ ભગવાન બુદ્ધનો સંબોધ છે. દુઃખનાં બી, સદા, સર્વથા અને સર્વત્ર વાવતાં અટકવા માટે, અને સુખનાં બી, સદા, સર્વથા અને સર્વત્ર વાવવાં શિખવા માટે, કર્મના નિયમના અભ્યાસની આવશ્યકતા છે.

કર્મ, પુનર્જન્મ અને વિકાસક્રમ વિશ્વના નિયમો હોવાથી તેનો અભ્યાસ, ધર્મની માન્યતાની દ્રષ્ટીએ નહિ પણ કુદરતના નિયમોની દ્દષ્ટિએ થવાની બહુ જરૂર છે. આ નિયમોનો યથા-શક્તિ અને યથામતિ અભ્યાસ મેં સં. ૧૯૬૧ થી શરૂ કર્યો છે અને સં. ૧૯૬૯થી આ ત્રણે નિયમોના ઉપર, દર વર્ષે અનેક સ્થળે પ્રવચનો કર્યાં છે. આ ત્રણે નિયમો સંબંધે સં. ૧૯૬૧ થી અત્યાર સુધીમાં દર વર્ષે, મને કંઇ ને કંઇ નવું જાણવાનું મળ્યું છે. તેમાંથી કર્મના નિયમ સંબંધમાં જે કંઇ થોડું હું સમજયો છું, તેનો સાર, ભાવનગરથી પ્રગટ થતા "જયોતિ" માસિકના થોડા માસ પહેલાંના છ અંકોમાં પ્રગટ થયેલ છે. એ લેખો મારા રંગુનવાસી ધર્મજિજ્ઞાસુ સ્નેહી **શ્રી કોરસીભાઈ વિજપાલ શાહના** વાંચવામાં આવતાં, તેમને તે બહુ ગમ્યા. એટલા ગમ્યા કે જો એ લેખોને પુસ્તકા રૂપે પ્રગટ કરવામાં આવે તો તેની ૫૦૦૦ નકલો જિજ્ઞાસુ લોકોમાં વહેંચવાની પોતાની ઇચ્છા તેમણે મને પત્ર લખી જણાવી તેમની આ ઇચ્છાના પરિણામે એ લેખોમાં થોડો સુધારોવધારો કરી, આ પુસ્તિકાની ૫૦૦૦ પ્રત છપાવી છે, અને તે ધર્મજિજ્ઞાસુ લોકોમાં વહેંચવાની છે.

ભાઇશ્રી **કોરસીભાઈના** ઉદારવૃત્તિ અને લોકસેવાની ભાવના માટે તેમને હૃદયના ધન્યવાદ આપવાની હું અહિં તક લઇ છું અને પરમ કૃપાળુ પરમાત્મા જ્ઞાનની લાણી કરવાનાં આવાં અનેક શુભ કાર્યો કરવાની તેમને શક્તિ આપો એવી પ્રાર્થના કરૂં છું.

સં. ૧૯૯૫ }
બુદ્ધપુર્ણિમા } **હરજીવન કાલિદાસ મહેતા**



આ પુસ્તિકા મળવાનાં ઠેકાણાં:—

(૧) મંત્રી થીઑસૉફિકલ સોસાઇટી, ભાવનગર

(૨) શ્રી કોરસીભાઇ વિજપાલ શાહ
૭૨, ચોકં રોડ, રંગુન

(૩) હરજીવન કાલિદાસ મહેતા
વડવા, ભાવનગર

(૪) શ્રી નરેંદ્રકુમાર હ. મહેતા
મહુવા થઇને કોંજલી,

(૫) પુના બુક સ્ટોર
૧૯૪૮૭ ડવાયર લેન, કેમ્પ પુના

માત્ર ટપાલ ખર્ચ મોકલવાથી આ પુસ્તિકા મોકલવામાં આવશે



# કર્મનો નિયમ

હિંદુ જૈન અને બૌદ્ધ ધર્મનાં લોકો કર્મમાં માને છે, પણ આ લોકોનો બહુ મોટો ભાગ, તેમાં, ધર્મની માન્યતા તરીકે માને છે, કુદરતના એક વિશ્વવ્યાપી નિયમ તરીકે મનાતો નથી. એથી એ માન્યતા તેમાં માનનારા લોકોના જીવનમાં ઉતરતી નથી. ખરી હકીકત તો એ છે કે 'ગુરૂત્વાકર્ષણ' ના નિયમની માફક 'કર્મ' પણ કુદરતનો એક નિયમ છે. તેથી તે સૌ કોઇને લાગુ પડે છે, માટે કર્મના નિયમનો અભ્યાસ અમુક ધર્મ કે ધર્મોની એક માન્યતા તરીકે નહિ, પણ કુદરતના એક નિયમ તરીકે કરવાનો છે.

## કર્મનો નિયમ શું છે?

'મનુષ્ય વાવે તેવું લણે, અને કરે તેવું પામે.' એ કર્મના નિયમની સામાન્ય વ્યાખ્યા છે. કુદરતમાં, દરેક ક્રિયા પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે. માટે ક્રિયાપ્રતિક્રિયાનો નિયમ એ કર્મનો નિયમ, એમ પણ કહી શકાય. મનુષ્યની શક્તિ, તેના વિચાર, વૃત્તિ અને વચનદ્વારા, અથવા શરીરની ક્રિયાદ્વારા જુદી જુદી ભુમિકા પર સારી અથવા માઠી અસર કરે છે.

આ અસરની સારી કે માઠી પ્રતિક્રિયા સારાં માઠાં કર્મ ફળરૂપે તે મનુષ્ય તરફ ખેંચાઇ આવે છે અને તેને નવું જ્ઞાન, નવી શકિત, નવો અનુભવ આપે છે. આ સઘળું કુદરતના જે નિયમને આધારે થાય છે તે કર્મનો નિયમ છે.

આ નીયમને ભગવદ્‌ગીતામાં નીચેના શ્લોકોથી સમજાવવામાં આવ્યો છે:—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥
नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥

લોકોમાં કર્તાપણાનો ભાવ, તેઓનાં કર્મો, અને કર્મફળનો સંયોગ પ્રભુ ઉત્પન્ન કરતા નથી, પણ તે સ્વભાવથી એટલે કુદરતના નિયમ મુજબ થયા કરે છે.

પ્રભુ કોઇને પાપકર્મ કે પુણ્યકર્મ આપતા નથી મનુષ્યની જ્ઞાનશક્તિ અજ્ઞાનરૂપ આવરણથી ઢંકાઇ ગઇ છે યેથી લોકો ભુલાવામાં પડે છે; ભૂલ કરીને મનુષ્ય દુઃખ વહોરી લે છે અને દુઃખનો અનુભવ લઇ અજ્ઞાનનું આવરણ ધીમે ધીમે ઓછું કરતો જાય છે, માટે કર્મનો નિયમ માત્ર શિક્ષા જ કરતો નથી પણ શિક્ષણ આપે છે.

### કર્મનો નિયમ અંધકારમાંથી ઉજાસમાં લઈ જાય છે.

મનુષ્ય પોતાના અજ્ઞાનથી બીનજવાબદાર કર્મો આચરે છે-બીનજવાબદારપણે વર્તે છે. આવા જીવનનું પરિણામ દુઃખરૂપે

પ્રાપ્ત થાય છે. દુઃખ મનુષ્યને વિચાર કરવાની ફરજ પાડે છે. વિચાર થતાં જીવનમાં જ્ઞાન અને અનુભવ વધવા માંડે છે. જ્ઞાન અને અનુભવથી મનુષ્યજીવનમાં વ્યવસ્થા અને જવાબદારીનું તત્વ વધે છે, અને જવાબદાર જીવન મનુષ્યને ધીમે ધીમે અંધકારમાંથી ઉજાસમાં, દુઃખમાંથી સુખમાં અને અશક્તિમાંથી શક્તિશીલતામાં લઇ જાય છે.

## કર્મ–ત્રિપુટી.

જે કર્મ થઇ ગયું છે અને પ્રતિક્રિયારૂપ–કર્મના ફળરૂપે પાછું આવ્યું છે તે **પ્રારબ્ધકર્મ**. જે કર્મ થઇ ગયું છે પણ પ્રતિક્રિયા-ફળરૂપે-હજી પાછું આવ્યું નથી તે **સંચિતકર્મ**. જે કર્મ વર્તમાનકાળમાં થઇ રહ્યું છે તે **ક્રિયમાણકર્મ** અથવા **પુરૂષાર્થ**. આ ત્રિપુટિ ખેડૂતના દૃષ્ટાંતથી વધારે સહેલાઇથી સમજી શકાશે. એક ખેડૂત હાલમાં બી વાવી રહ્યા છે તે તેનું **ક્રિયમાણકર્મ**. એક ખેડુતે બી વાવ્યાં પણ હજી તે ઉગ્યાં નથી, અથવા ઉગ્યાં છે પણ હજી મોટા છોડ થયા નથી, અથવા છોડ થાય છે પણ હજી ફળ થયાં નથી, અથવા ફળ થયાં છે પણ પાકયાં નથી, એ સઘળાં **સંચિતકર્મ**. એક ખેડુતે વાવેલાં બીજ ઊગી, મોટા છોડ થઇ, ફુલીફાલી અને તૈયાર પાકરૂપે, ધાન્યરૂપે કે ફળરૂપે ઘરમાં આવ્યાં છે તે **પ્રારબ્ધકર્મ**.

પ્રારબ્ધકર્મ, ભોગવી લેવાથી, નાશ પામે છે, તેનો અન્ત આવે છે. સંચિતકર્મમાં, મનુષ્ય સમજે તો, ઘણો ફેરફાર કરી શકે છે. ક્રિયમાણકર્મથી મનુષ્ય પોતાના ભૂતકાળ અને ભવિષ્યકાળને સારો કે માઠો બનાવી શકે છે, બગાડી કે સુધારી શકે

છે. માટે આ ત્રણે જાતના કર્મોમાં ક્રિયમાણકર્મ પર વધારે લક્ષ આપવાની જરૂર છે.

**કર્મ કઈ રીતે થાય છે ?**

**મનુષ્ય** પોતાના અહંભાવી મનદ્વારા માનસકર્મ કરે છે, પોતાની અહંભાવયુક્ત વૃત્તિ અને વાચાદ્વારા વાચિકકર્મ કરે છે અને પોતાનાં અભિમાનયુક્ત શરીરદ્વારા શારીરિક કર્મ કરે છે. સામાન્ય રીતે, દરેક મનુષ્ય, સદા, સર્વથા અને સર્વત્ર પોતાનાં મન અથવા વૃત્તિ, અથવા વાચા અથવા શરીરદ્વારા કંઇ કંઇ કર્મ કર્યા કરે છે; કેમકે ક્રિયા પણ મનુષ્ય માત્રનો એક સ્વભાવ છે. આ સ્વભાવને ઉદ્દેશીને ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

**न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।**

કોઇપણ જીવ એક ક્ષણ માત્ર પણ કંઇને કંઇ કર્મો કર્યા સિવાય રહેતો નથી.

**ફળ કયારે આવે છે ?**

**ચીભડાનાં** બી વાવ્યાં હોય તો ભગભગ બે મહિને ફળ આપે છે. જુવાર બાજરો લગભગ ચાર માસ લે છે. શેરડીને પાકતાં દશથી બાર માસ લાગે છે. જમરૂખડીને ચાર પાંચ વર્ષે ફળ આવે છે. ગોટલાથી વાવેલો આંબો લગભગ દશ વર્ષે ફળે છે. કલમી આંબો ત્રણથી પાંચ વર્ષે કેરી આપે છે. નાળીયેરીને લગભગ દશ વર્ષે ફળ આવે છે. રાણના ઝાડને લગભગ વીશ વર્ષે રાણો આવે છે. આજ રીતે મનુષ્યનાં જુદાં જુદાં કાયિક, વાચિક અને માનસિક કર્મોનું ફળ પણ જુદે જુદે અને લાંબે ટુંકે વખતે આવે છે. જુદા જુદા સંયોગની અસર પણ કર્મના

 

ફળ પર થાય છે. દાખલા તરીકે એક માણસે કોઈ એક તોફાની માણસને ગાળ દીધી એટલે તેણે તુર્ત એક થપડ મારી તેના બે દાંત પાડી નાંખ્યા. બીજા એક મનુષ્યે એક મુત્સુદ્દી માણસને એક ગાળ દીધી તો તેણે ચાર છ મહિને કે વર્ષે બે વર્ષે લાગ આવ્યે પાંચસો સાતસો રૂપીયાનું, કલમના એક ગોદે, તેનું નુકસાન કર્યું. ત્રીજા એક માણસે કોઈ એક સાચા સંતપુરૂષને ગાળ દીધી તો તેણે તેને આશીર્વાદ આપ્યો.

**કર્મ કઈ રીતે ભોગવાય છે?**

**મનુ ભગવાને કહેલું છે કે:—**

**मानसं मनसैवायमुपभुंक्ते शुभाशुभम् ।**
**वाचा वाचाकृतं कर्म कायेनैव च कायिकम् ॥**

મનુષ્ય, મનથી કરેલું શુભાશુભ કર્મ મનદ્વારા, વાણીથી કરેલું શુભાશુભ કર્મ વાણીદ્વારા અને શરીરથી કરેલું શુભાશુભ કર્મ શરીરદ્વારા ભોગવે છે.

કર્મના આ નિયમને આધારે અદેખાઈ જેવું કર્મ કરનાર મનુષ્ય આંધળો જન્મે છે; કાચા કાન રાખી બીજાને નુકસાન કરનાર મનુષ્ય બહેરો થાય છે, જુઠું બોલનાર, નિંદા કરનાર, કડવા શબ્દો બોલનાર, બીભત્સ શબ્દો વાપરનાર, મિથ્યા બકવાદ કરનાર મનુષ્ય મુંગો થાય છે. મનશક્તિનો દુરઉપયોગ કરનાર મનુષ્ય ગાંડપણ વહોરી લે છે. વ્યભિચારી મનુષ્ય નપુંસક બને છે; હાથનો દુરૂપયોગ કરનાર ઠુંઠો થાય છે. પગનો દુરઊપયોગ કરનાર લુલો થાય છે માટે સર્વાંગસુંદર રહેવા ઇચ્છનાર મનુષ્યને મનસા, વાચા, કર્મણા સદા, સર્વથા અને સર્વત્ર, શુભ કર્મ જ કરતા રહેવાની જરૂર છે.

## મિશ્રકર્મ : મિશ્રફળ

કેટલાક કર્મો મન અને શરીર, કે મન અને વાણી, કે વૃત્તિ અને શરીરથી થાય છે. આવાં કર્મો મિશ્રફળ આપે છે અને તે મન અને શરીરથી, કે મન અને વાણીથી કે વૃત્તિ અને શરીરથી ભોગવવાં પડે છે. દાખલા તરીકે એક માણસે પોતાનો એક બંગલો પોતાના ગામના લોકોના જાહેર ઉપયોગ માટે આપ્યો પણ તે બંગલા પર પોતાના નામની તખ્તી નંખાવી એટલે કે શરીરથી બંગલો આપ્યો પણ મનથી પોતાની નામના રાખી આનું ફળ એ આવ્યું કે પછીના કોઇ જન્મમાં તેનો જન્મ બંગલાવાળા માવતરને પેટે થયો, પણ કામકાજની ચિંતા તેના મન પર એટલી રહી કે તેને તે બંગલામાં રહેવાનો આનંદ મળી શકયો નહિ. એક માણસે બીજા મનુષ્યને વધારે ભુલ કરતો અટકાવાની દૃષ્ટિથી થોડા કડવા શબ્દો કહેલા આથી તેની વાણીમાં કડવાશ વધી પણ મનમાં સેવાભાવની વૃદ્ધિ થઇ. આ રીતે મિશ્રકર્મ, મિશ્રફળ આપે છે

## જગતમાં અકસ્માત જેવું કંઈ નથી.

મનુષ્યના આ જન્મના ચારિત્ર્યની ખુબીઓ તેના ગત જન્મોના સદ્‌વિચારોનું પરિણામ છે અને ખામીઓ તેના ગત જન્મોના બુરા વિચારોનું પરિણામ છે મનુષ્યને આ જીવનમાં મળતી તકો ગતજન્મોની અભિલાષાઓનું પરિણામ છે અને તેની આ જિંદગીના સારા માઠા સંયોગો તેના ગતજન્મોના સારાં માઠાં શારીરિક કર્મોના બદલારૂપ છે. મનુષ્યજીવનનો કોઇ પણ પ્રસંગ અકસ્માતરૂપ નથી, પણ તેનો સંબંધ તેનાં પ્રારબ્ધ, સંચિત કે ક્રિયમાણ સાથે હોય છે જ.

## કર્મનો નિયમ સૌને ન્યાય જ આપે છે.

જન્મથી બ્રાહ્મણ ગણાતા શરીરમાં મારા એક સ્નેહી છે. તેઓ આફ્રિકા ખંડના એક ભાગમાં સરકારી નોકરીમાં હતા. છેલ્લા યુરોપીયન યુદ્ધ વખતે લશ્કરી કાયદાની રૂએ તેમના પર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો હતો અને ફાંસીની શિક્ષા કરવામાં આવી હતી. તેઓ જયાં હતા ત્યાંથી દુરને સ્થળે તેમને ફાંસી દેવાની હતી એટલે તેમને રેલ્વે ગાડીમાં રવાના કરવામાં આવ્યા. રસ્તામાં એન્જીન અટકી ગયું અને ફાંસીની શિક્ષાનો સમય વીત્યા બાદ, ગાડી મુકરર કરેલ સ્થળે પહોંચી ફાંસીની શિક્ષા રદ થઇ અને ચૌદ વર્ષની કેદની શિક્ષા થઇ. ત્યાંના સરન્યાયાધીશના સતતપ્રયત્નથી કેદની શિક્ષાની મુદત પણ ઓછી થઇ અને તે મુદત પણ પુરી થયા પહેલાં તેમને નિર્દોષ ગણી છોડી મૂકવામાં આવ્યા. ત્યાંના બ્રીટીશ ગવર્નરે તેમને મળવા બોલાવ્યા અને તેમની સરકારી લાંબી નોકરી બદલ પેન્શન કરી આપ્યું. આ સ્નેહી અત્યારે હિંદમાં છે અને હજી આફ્રિકાના તે ભાગની બ્રીટીશ સરકારનું પેન્શન ખાય છે.

બીજો એક પ્રસંગ મારા જાણવામાં છે. કાઠીયાવાડના એક ગામમાં એક ખેડુત છે. તે જયારે યુવાન હતો ત્યારે તેને બરલની ગાંઠ વધેલી હતી. શરીર ફીકકુ અને અશકત થઇ ગયું હતું અને પેટ વધેલું હતું. એવે વખતે બીજા આઠેક જણાની સાથે, તેના ઉપર પણ ખુનનો આરોપ મૂકવામાં આવ્યો હતો. ન્યાયની અદાલતમાં મુકદ્દમો ચાલતો હતો ત્યારે તે તેના બીજા સાથીઓ જોડે કાચી જેલમાં હતો. તેનું શરીર જોઇ જેલરને તેના પર દયા આવી અને તેને રોજ દવાખાને મોકલી તેની દવા કરાવી. મુકદ્દમો પૂરો થતાં તેને તથા તેના લગભગ બધા સાથીઓને

નિર્દોષ ઠરાવી છોડી મૂકવામાં આવ્યા, અને તેનું બરલનું દર્દ પણ મટી ગયું. હાલમાં તે ખેડુત હયાત છે. પોતાની ખેડ પોતાની જાતે કરે છે અને ગામમાં, સાધારણ રીતે, તે સારો ખેડુત ગણાય છે. એટલે કે જે જાતનો ગુન્હો એક મનુષ્યે આ જન્મમાં કે ગત જન્મોમાં કરેલો જ નથી તેને માટે તેની પાસે શિક્ષા ભોગવાવવા, કોઇ પણ મનુષ્ય કે કોઇ પણ સરકાર શક્તિવાન નથી, કેમ કે કર્મનો સમર્થ નિયમ તેનું રક્ષણ કરે છે.

દુનિયામાં એવા પણ પ્રસંગો બને છે કે જ્યારે એક મનુષ્યને, પોતે ખરેખર નહિ કરેલા ગુન્હા માટે ગુન્હેગાર ઠરાવવામાં આવે છે અને તેને શિક્ષા પણ થાય છે. પણ આવી શિક્ષાનું કારણ એ હોય છે કે તે મનુષ્યે તેવા પ્રકારનો ગુન્હો આ જન્મમાં કે ગત જન્મોમાં કરેલો પણ તેણે તે યુકિતપ્રયુક્તિથી તે વખતે છુપાવેલો, પણ કર્મના નિયમે તો તેની નોંધ લીધેલી એટલે યોગ્ય વખતે તેને શિક્ષા થઇ. એટલે કે કર્મનો નિયમ લાંચ રૂશ્વત કે વગસગથી પર છે અને તે સૌને ન્યાય જ આપે છે.

### વિરૂદ્ધાભાસનું કારણ?

ખાટકીનો ધંધો કરનાર કે દારૂનું પીઠું ચલાવનાર કે મોટી ચોરીઓ કરનાર મનુષ્ય બહારથી કેટલીકવાર સુખી જણાય છે અને પ્રમાણિકપણે પોતાનો ધંધો કરનાર મનુષ્ય બહારથી કેટલીકવાર દુઃખી જણાય છે. આવા વિરુદ્ધાભાસનું કારણ જલદી સમજી શકાતું નથી પણ જો આપણે કર્મના નિયમની દૃષ્ટિએ આવા પ્રસંગો તપાસીશું તો જણાશે કે એક માણસે પોતાના ઘરમાં ઘઉં સંગ્રહી રાખ્યા છે અને હાલમાં તે બાજરી વાવી રહયો છે, તેથી ઘરમાં પડેલા ઘઉં બાજરી થઇ જતા નથી, તેમ બીજા એક માણસે ઘરમાં બાજરી સંગ્રહી રાખી છે, અને હાલમાં તે ઘઉં વાવે

છે એટલે તેના ઘરમાં પડેલી બાજરી ઘઉં થઇ જતી નથી; કેમ કે જે વસ્તુ ઘરમાં પડેલી છે તે તેના પ્રારબ્ધનું ફળ છે અને જે વસ્તુ વાવી રહ્યો છે તે તો તેનું નવું ક્રિયમાણ છે, એટલે તેનું ફળ તો હજી ભવિષ્યમાં આવવાનું છે." એક ખાટકી, કે એક દારૂનો વેપારી કે એક સુપ્રસિદ્ધ લુંટારો સુખી છે એનું કારણ તેનો હાલનો ધંધો નથી, તેનું હાલનું ક્રિયમાણ કર્મ નથી પણ તેનું પાછલું કોઇ સત્કાર્ય છે. તેમજ એક પ્રમાણિક માણસ દુઃખી છે તેનું કારણ પણ તેનું પ્રમાણિક પણું નથી પણ તેનું આગલું કોઇ અસત્કાર્ય છે, માટે જે વિરુદ્ધાભાસ લાગે છે તે આપણી ગેરસમજને લીધે છે. કર્મનો નિયમ તો આવા પ્રસંગોમાં પણ અબાધિતપણે જ કાર્ય કરી રહેલો છે.

## કર્મફળની વેહેંચણી.

કુદરતના સઘળા નિયમો સૌ કોઇના કલ્યાણ માટે છે, માટે મનુષ્યના સારા માઠા કર્મની વહેંચણી પણ તેના હિતની દૃષ્ટિએ જ કરવામાં આવે છે. એક જંગલી મનુષ્યના જીવનમાં પાપકર્મોનું પ્રમાણ બહુ મોટું હોય છે અને સત્કર્મો તો બહુજ થોડાં અને તે પણ બહુ જ સામાન્ય પ્રકારના હોય છે, છતાં તેનાં આવાં સત્કાર્યોનું ફળ તેને બીજા જન્મમાં જ આપી દેવા માં આવે છે કે જેથી તે સત્કર્મોના પરિણામે બીજા વધારે સારાં અને વધારે સંખ્યામાં સત્કર્મો કરી શકે. તેના મોટાં મોટાં પાપકર્મોનો બદલો તેને લાંબા સમય પછી અને ઘણા જન્મો વીત્યા બાદ આપવામાં આવે છે કે જેથી તે તેવાં કર્મનું દુઃખ સહન કરવા શકિતવાન થઇ શકે અને તે દુઃખમાંથી કંઇ પાઠ પણ લઇ શકે. પ્રભુ કૃપાનિધાન છે માટે મનુષ્યને આવી પડેલા દુઃખની પછવાડે પણ પ્રભુની દયા જ રહેલી હોય છે.

## તકો અને સાધનોની જવાબદારી.

મનુષ્ય પોતાને મળેલી તકો તથા સાધનોનો અનુપયોગ, દુરૂપયોગ, ઉપયોગ કે સદુપયોગ કરી શકે છે, અને તેને માટે જવાબદાર બને છે. દાખલા તરીકે જે મનુષ્ય પોતાનાં બાળકો પ્રત્યે બેપરવા રહે છે અને બાળકો પોતાને ન થાય એમ ઇચ્છે છે, તે ભવિષ્ય માટે વાંઝીયા પણાંનું કર્મ વ્હોરી લે છે. જે મનુષ્ય પોતાને પ્રાપ્ત થયેલા ધનનો વગર વિચારે અને ઉડાઉપણે દુરૂપયોગ કરે છે, તે, ભવિષ્ય માટે ગરીબીને આમંત્રણ કરે છે. જે સ્ત્રી અથવા પુરૂષ પોતાના પતિ કે પત્નીના પ્રેમની અવગણના કરે છે તે ભવિષ્ય માટે વૈધવ્યનાં બી વાવે છે. જે મનુષ્ય પોતાને મળેલી સત્તાનો દુરૂપયોગ કરે છે તે ભવિષ્યની તાબેદારીની તઇયારી કરે છે. જે માણસ પોતાની ફુરસદનો અનુપયોગ કે દુરૂપયોગ કરે છે તે ભવિષ્ય માટે મુશ્કેલીભરેલું જીવન આમંત્રે છે. જે માણસ પોતાને મળેલી તકો અને સાધનોનો સદુપયોગ કરે છે તેને ભવિષ્યમાં વધારે સારી તકો અને વધારે સારાં સાધનો જરૂર મળે છે. જે મનુષ્ય પોતાનાં સાધનો અને સંયોગોના પ્રમાણમાં બનતી લોકસેવા કરે છે, તેને ભવિષ્યમાં વધારે સારાં સાધનો અને વધારે અનુકુળ સંયોગો જરૂર પ્રાપ્ત થાય છે. જે માણસ પોતાને મળેલી સત્તાનો સદુપયોગ કરે છે, તેને ભવિષ્યમાં વધારે મોટી સત્તા પ્રાપ્ત થાય છે. જે મનુષ્ય અદેખાઇ, માલીકીહક કે કોઇ પણ જાતની શરત વગર બીજાને ચાહે છે તે ભવિષ્યમાં ઘણા લોકોનો પ્રેમપાત્ર બને છે. જે કોઇ પોતાના ધનનો દેશની ગરીબી ઓછી કરવામાં ઉપયોગ કરે છે તે ભવિષ્યમાં જરૂર ધનાઢ્ય થાય છે. અપ્રમાણિકપણે પૈસા મેળવનાર મનુષ્ય ભવિષ્યની પાયમાલી વ્હોરે છે. પોતાને જ ખાતર જીવનાર મનુષ્યનો ભવિષ્યમાં સૌ

કોઇ ત્યાગ કરે છે, માટે મળેલી તકો તથા સાધનોનો અનુપયોગ કે દુરૂપયોગ ન થાય અને તેનો સદુપયોગ જ થાય તેવી સાવધાનતા દરેક સમજુ મનુષ્યે રાખવાની છે.

**કર્મવિસ્તાર**

કર્મનો નિયમ જેમ પ્રબળ છે તેમ કર્મની જાળ પણ વિસ્તૃત છે. વ્યકિતના કર્મમાંથી કૌટુંબિક કર્મ, ગામનું કર્મ, જ્ઞાતિનું કર્મ, ધર્મનું કર્મ, પ્રજાનું કે દેશનું કર્મ અને છેવટે આન્તરરાષ્ટ્રીય કર્મ બંધાય છે.

**કૌટુંબિક કર્મ**

અંબાશંકર નામનો એક વેપારી, કે વકીલ, કે ડાકટર, કે અધિકારી પોતાની મનશક્તિનો દુરૂપયોગ કરી પૈસો કમાય છે. તે પૈસાથી બાંધેલા વિશાળ મકાનમાં તેનું કુટુંબ રહે છે, તે પૈસાથી ખરીદેલી વસ્તુઓનો રસપુર્વક ઉપભોગ કરે છે, તે પૈસાથી ખરીદેલી ઘોડાગાડી કે મોટાર ગાડીમાં ફરે છે તે પૈસાથી મેળવેલો સુખ સગવડો ભોગવે છે. આથી અંબાશંકરનું આખું કુટુંબ તેના પાપકર્મમાં ભાગીદાર થાય છે અને તેવા કર્મનું ફળ આવે છે ત્યારે પણ તેની સાથે દુઃખમાં ભાગીદાર બને છે.

રમણિકલાલ નામનો એક વેપારી, કે વકીલ, કે ડાકટર કે અધિકારી પોતાનાં સાધન, શક્તિ અને સંયોગોનો સદુપયોગ કરે છે અને તેમાં તેના કુટુંબીઓ સહકાર આપે છે. આમ કરી રમણિકલાલનું આખું કુટુંબ તેના પુણ્યકર્મમાં, ભાગીદાર બને છે અને તે કર્મનું ફળ પાકતાં સાચાં સુખનાં ભોકતાં થાય છે.

આ રીતે વ્યકિતના કર્મની સાથે આખુંય કુટુંબ ભાગીદાર થાય છે અને કૌટુંબિક કર્મનો ઉદ્દભવ થાય છે.

અંબાશંકરને રમણિકલાલ સાથે અણબનાવ થયો એટલે અંબાશંકરના આખાય કુટુંબે રમણિકલાલના આખાય કુટુંબ જોડે અણબનાવ કર્યો. આમ બે વ્યકિતના અણબનાવે, બે કુટુંબ વચ્ચે અણબનાવ શરૂ કર્યો અને બે કુટુંબ વચ્ચે વેરભાવનું કર્મ શરૂં થયું.

રામપ્રસાદને કૃષ્ણલાલની સાથે દોસ્તી થઇ એટલે આ બંનેના કુટુંબીઓનો આવરોજાવરો વધ્યો અને તેઓ વચ્ચે મિત્રભાવનું કર્મ શરૂ થયું.

આ રીતે વ્યક્તિગત કર્મોમાંથી કુટુંબ કુટુંબ વચ્ચેનાં સારાં માઠાં કર્મોની શરૂઆત થાય છે.

### કોમ અથવા જ્ઞાતિનાં કર્મો

એક કોમ અથવા જ્ઞાતિનાં લોકો બીજી કોમ કે જ્ઞાતિ કરતાં પોતાને ઉંચાં માને છે, બીજી કોમને ખર્ચે ને જોખમે પોતાનો સ્વાર્થ સાધે છે, બીજી કોમના હકો છીનવી લે છે, તેને નીચે જ રાખવા પ્રયત્ન કરે છે, તો તે જ્ઞાતિ અથવા કોમ પોતાને માટે દુઃખનાં બી વાવે છે અને કોમ કોમ વચ્ચે અથવા જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચે માઠાં કર્મો ઊભાં કરે છે.

### ગામ ગામ વચ્ચેનું કર્મ

એક ગામ પોતાની આસપાસના ગામોને ત્રાસ રૂપ થાય છે, આસપાસનાં ગામોની મોલાતને નુકસાન કરે છે, ઢોરની ચોરી કરી જાય છે અને બીજાં ગામોને ખર્ચે પોતાનો સ્વાર્થ સાધે છે તો તે ગામ બીજાં ગામો સાથેનું ખરાબ કર્મ બાંધે છે.

### ધર્મ ધર્મ વચ્ચેનું કર્મ—

એક ધર્મ કે સંપ્રદાયનાં લોકો બીજા ધર્મ કે સંપ્રદાયનાં લોકો પ્રત્યે અભાવ રાખે છે, બીજા ધર્મ કે સંપ્રદાયને ઉતારી

પાડવા પ્રયત્ન કરે છે, તેની નિંદા કરે છે, ધર્મ કે સંપ્રાદાયને નામે લડાઇ કરે છે, તો ધર્મ ધર્મકે સંપ્રાદાય સંપ્રાદાય વચ્ચે કર્મસંબંધ શરૂ થાય છે.

રાષ્ટ્રીય કર્મ

એક દેશમાં વસતાં કોમો, સંપ્રદાયો, વર્ગોનાં સારા માઠા રીત રીવાજો, સાચી ખોટી માન્યતાઓ, સાચા ખોટા ધંધા, સ્વાર્થી કે પરમાર્થી જીવનથી આખાય દેશનું કર્મ ઘડાય છે અને તેને પરિણામે ભુકંપ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, સુકાળ, દુષ્કાળ, પ્લેગ, કોલેરા, મલેરીયા અને ક્ષય જેવા રોગો, દેશમાં અવાર નવાર દેખાવ દે છે.

આંતરરાષ્ટ્રીય કર્મ

એક દેશ બીજા દેશ સાથે લડાઈ કરે છે અથવા મિત્રતાની સંધી કરે છે, બીજા દેશ સાથે વેપાર કરી તેનાં અજ્ઞાન, અશકિત અને ગરીબીનો લાભ લે છે, બીજા દેશની સ્વતંત્રા ખેંચી લઇ, પોતાના સ્વાર્થને ખાતર તેને પોતાના હાથ નીચે રાખે છે, અથવા બીજા દેશને સાચી સ્વતંત્રતા મેળવવા મદદ કરે છે ત્યારે તે દેશ દેશની વચ્ચે સારો માઠો કર્મ સંબંધ બાંધે છે અને દુઃખ સુખ ભોગવે છે. આને લીધે જુદી જુદી પ્રજાઓ કે જુદા જુદા દેશોની ચડતી પડતી થયા કરે છે.

આન્તરરાષ્ટ્રીય મજુરસંઘ; આન્તર રાષ્ટ્રીય વેપારી સંઘ, પ્રજાસંઘ, સર્વધર્મ પરિષદ, આન્તરરાષ્ટ્રીય પત્રકાર સંઘ, જાતિ ધર્મ રૂપ રંગ, કોમના ભેદ વગરના વિશ્વ બંધુત્વનો સંદેશ આપતી થીઑસૉફીકલ સોસાયટી, આન્તરરાષ્ટ્રીયસ્રીસંઘ, ફ્રીમેસન્રી, ફ્રીકોમેસન્રી રોઝીક્રયુસ્યન સંસ્થા, આન્તર રાષ્ટ્રીય સ્કાઉટ સંસ્થા વગેરે સંસ્થાઓ પણ આન્તરરાષ્ટ્રીય કર્મો ઉત્પન્ન

કરે છે પણ તે કર્મો મોટે ભાગે સહકાર વધારનારાં અને સ્વાર્થને ઓછો કરનારાં હોય છે.

કૌટુંબિક કર્મ, ગામગામ વચ્ચેનું કર્મ, કોમ કોમ કે જ્ઞાતિ જ્ઞાતિ વચ્ચેનું કર્મ, ધર્મ ધર્મ વચ્ચેનું કર્મ, રાષ્ટ્રીય કર્મ, આન્તરરાષ્ટ્રીય કર્મ, વગેરે કર્મો વ્યક્તિનાં કર્મોમાંથી ઉત્પન્ન થાય છે માટે કુટુંબ સુધારણા, ગામસુધારણા, કોમ સુધારણા, ધર્મસુધારણા, રાષ્ટ્રસુધારણા કે આન્તરરાષ્ટ્રીય સુધારણાની ચાવી વ્યકિતસુધારણામાં જ રહેલી છે. માટે દરેક વ્યક્તિને કર્મના નિયમનો અભ્યાસ કરી મનસા, વાચા કર્મણા સારા થવા અને સારૂં કરવા સતત પ્રયત્ન કરવાની જરૂર છે.

## કર્મવિસ્તારનું પરિણામ?

કર્મ વિસ્તાર મનુષ્યને ધીમે ધીમે કુટુંબના, ગામના, જ્ઞાતિના, સંપ્રદાયના, પ્રજાના, દેશના અને પછી આખાય જગતના સંબંધમાં લાવે છે, તેને વિશ્વબંધુત્વનો પાઠ શીખવે છે અને यद्भूमा तत्सुखं। नाल्पे सुखमस्ति। એ ઉપનિષદ્ વાકયને સાચું કરી બતાવે છે.

દરેક મનુષ્ય આખીયે માનવ જાતિનું કેંદ્ર છે. તેણે સૌને સુખે સુખી અને સૌને દુઃખે દુઃખી થવાનું છે. દરેક જીવાત્મા બીજા જીવાત્મા સાથે અધ્યાત્મ સાંકળથી જોડાયેલો છે, પણ તેને આ સંબંધ એકદમ સમજાતો નથી માટે તે પહેલાં તો બહારના કર્મ સંબંધથી બંધાય છે. અને જયારે તે અધ્યાત્મવિદ્યાનો અભ્યાસ કરે છે અને અધ્યાત્મિક જીવન ગુજારતો થાય છે ત્યારે તે કર્મવિસ્તારને અધ્યાત્મિક સંબંધમાં બદલી નાંખે છે. કર્મનું રહસ્ય સમજનાર મનુષ્ય કર્મવિસ્તારથી બંધાઇ જતો નથી પણ વિશ્વબંધુત્વનો સાક્ષાત્કાર કરી મોક્ષને માર્ગે પ્રયાણ કરે છે.

## દુષ્કાળનાં બી

કોઈ એક દેશમાં, પ્રાન્તમાં, જીલ્લામાં, તાલુકામાં કે ગામમાં દુષ્કાળ પડે તો તેનું પણ કારણ હોય છે. દુષ્કાળ પણ અકસ્માત નથી. કોઈ વનસ્પતિની માફક દુઃષ્કાળનાં પણ બી છે, અને તે બી વાવી શકાય છે. દાખલા તરીકે જે કોઈ ખેડૂત પોતાના ગઢાણમાં, કે ખેતરમાં ખડ થયું હોય છતાં, ચોરીછુપીથી બીજાના ગઢાણમાંથી કે ખેતરમાંથી ખડ વાઢે છે, પોતાના ખેતરમાં અનાજ પાકવા છતાં, બીજાના ખેતરમાંથી ડુંડાં કે કણસલાં ચોરે છે, પોતાના ખેતરમાં સારો પાક થવા છતાં, સાધારણ પાક થયો છે એમ ખોટું બોલે છે, તે ખેડુત દુષ્કાળનાં બી વાવે છે. જે મજૂર, મજુરીના પ્રમાણમાં કામ કરતો નથી, કામે લઈ જનારનું કામ જાણી જોઈને બગાડે છે, કામમાં દાનત ખોટાઈ કરે છે, તે મજુર પણ દુષ્કાળનાં બી વાવે છે. જે વેપારી, ગરીબ માણસો પાસેથી મોટું વ્યાજ લે છે, ખોટું નામુ લખે છે, તોલ-માપ ઓછાંવત્તાં રાખે છે, વેચવાની વસ્તુમાં દગો કરે છે, તે વેપારી પણ દુષ્કાળનાં બી વાવે છે. જે અધિકારી લાંચ-રૂશ્વત લે છે, પોતાની સત્તાનો દુરૂપયોગ કરે છે, લોકોને ત્રાસ આપે છે તે પણ દુષ્કાળનાં બી વાવે છે. જે રાજા, પ્રજા પાસેથી કર-વેરા ઉઘરાવી, તેનો ઉપયોગ લોકકલ્યાણમાં નહિ કરતાં, પોતાના મોજશોખ પછવાડે કરે છે, જે રાજા પ્રજાનો પિતા બનવાને બદલે પ્રજાનો માલિક બને છે તે પણ દુષ્કાળનાં બી વાવે છે. જે બ્રાહ્મણ, બાવો, સાધુ, પૂજારી કે ધર્મગુરૂ અણહકનો પૈસો લે છે, બીજાનું કલ્યાણ ઈચ્છયા સિવાય 'સ્વસ્તિ' કહીને ભિક્ષા સ્વીકારે છે, તે પણ દુષ્કાળનાં બી વાવે છે. જે કોઈ મનુષ્ય પોતાની પાસે સારી માલ મીલકત હોવા છતાં, પોતાને માટે કે

પોતાના બાળકને માટે બીજા કોઇ પાસેથી મદદ માગે છે, તે પણ દુષ્કાળનાં બી વાવે છે.

દુષ્કાળનાં બી અનેક લોકો વાવતા હોવાથી ખેડુતનો એકાદ પાક લગભગ દર વર્ષે કોઇને કોઇ કારણથી નિષ્ફળ જાય છે. બે ત્રણ વર્ષે વરસાદની ખેંચ પડે છે અને અનાજ તથા ઘાસ-ચારાની તાણ પડે છે, મજુરોને પેટપુરતી મજુરી મળતી નથી, વેપારીઓની ઉઘરાણી ખોટી થાય છે, દુકાને ઘરાકો આવતા નથી, અધિકારીને પગારમાં વધારો મળતો નથી, અણધાર્યા રોગો કુટુંબમાં ઉત્પન્ન થાય છે, રાજાનું રાજતેજ હણાઇ જાય છે, રાજ્યની આવક ઓછી થાય છે, પ્રજાના હૃદયમાં રાજભકિતનો નાશ થાય છે, બ્રાહ્મણ, બાવા, સાધુ, પુજારી, ધર્મગુરુ વગેરે પરની શ્રદ્ધા નાશ પામે છે, તેઓ પ્રત્યેનો પુજ્યભાવ ચાલ્યો જાય છે, અને બીજાને ખર્ચે અને જોખમે તાગડધિન્ના કરનાર દરેક મનુષ્યને અનેક પ્રકારની અછત ભોગવવી પડે છે.

## સુકાળનાં બી

દુષ્કાળનાં બીની માફક સુકાળનાં બી પણ છે અને તે પણ વાવી શકાય છે. જે કોઇ મનુષ્ય જાતમહેનતથી પ્રમાણિક-પણે પોતાનો નિર્વાહ ચલાવે છે, મનસા, વાચા, કર્મણા કોઇની ચોરી કરતો નથી, અણહકની કમાણી કરતો નથી, પોતાનાં સાધન હોય તો બીજા પાસેથી કંઇ મેળવવાની આશા રાખતો નથી, બીજા પાસેથી કંઇ માગતો નથી, ખોટા મોજશોખ પાછળ પૈસા ખર્ચતો નથી, બીજાની મદદ લઇને ખુશી થતો નથી પણ બીજાને સહાય કરીને આનંદ માને છે, પોતાને મળેલી તકનો પોતાનાં સાધનો અને સંયોગોનો બની શકે તેટલો સારો ઉપયોગ કરવા પ્રયત્ન કરે છે અને બને તેટલું પારમાર્થી જીવન ગુજારે

છે તે મનુષ્ય સુકાળનાં બી વાવે છે અને તે જ્યાં જાય ત્યાં તેને સુખ સગવડો મળી રહે છે.

## રોગોનું એક કારણ.

ઘણાખરા રોગોનું એક કારણ તે મનુષ્યની માનસિક, વાચિક કે શારીરિક હિંસા છે. આ સંબંધમાં ભગવાન મનુએ કહ્યું છે કે :—

**हिंसया भूरिरोगित्वमरोगित्वमहिंसया ।**

હિંસાથી અનેક જાતના રોગો થાય છે. અહિંસાથી નિરોગી અવસ્થા પ્રાપ્ત થાય છે. બીજાને નુકસાન કરે તેવી વૃત્તિ અને વિચાર સેવવાથી પણ મનુષ્યને અમુક અમુક જાતના રોગો થાય છે અને અમુક અમુક વિચાર અને અમુક અમુક વૃત્તિ મનુષ્યના શરીરમાં અમુક જાતનું ઝેર ઉત્પન્ન કરે છે એમ આજની વૈજ્ઞાનિક શોધ ખોળ બતાવી રહી છે; માટે રોગમુક્ત થવા ઇચ્છનાર મનુષ્યે, મન, વાણી અને શરીરથી બની શકે તેટલા અહિંસક રહેવા પ્રયત્ન કરવો જોઇએ. શરીરમાં દુઃખાવો ઉત્પન્ન કરે તેવા વા જેવા રોગોનું એક કારણ નાના જીવોની હિંસા હોય એમ કલ્પી શકાય છે.

## કડવી મશ્કરીનું ફળ.

આંધળા માણસની, તેનું મન દુઃખાય તેવી મશ્કરી કરનાર મનુષ્ય અંધાપાને નોતરે છે. બહેરા માણસની કડવી મશ્કરી કરનાર મનુષ્ય બહેરાપણાને આમંત્રણ આપે છે. મૂંગા, લૂલા લંગડા, ઠુંઠા, તોતળા, ગરીબ, અશક્ત, માંદા વિગેરેની કડવી મશ્કરી કરનાર મનુષ્ય મૂંગાપણાને, લંગડા-પણાને, ઠુંઠાપણાને, તોતળાપણાને, ગરીબીને, અશકિતને, માંદગીને આમંત્રે છે. આગળ જણાવ્યા મુજબ કોઇ એક

ઇંદ્રિયના દુરૂપયોગથી જ તે ઇંદ્રિયની ખોટ પ્રાપ્ત થાય છે એટલું જ નહિ પણ એવી કોઇ ખોટવાળા માણસની તેનું મન દુભાય તેવી મશ્કરી કરવાથી પણ એવી ખોટ, જિંદગીમાં, થોડો સમય પણ ખમવી પડે એવું કર્મ ઉત્પન્ન થાય છે.

## ક્ષમાની પ્રતિક્રિયા

આત્માની શક્તિ શરીરની દરેક ક્રિયા દ્વારા, હૃદયની દરેક વૃત્તિ દ્વારા, વાણીના દરેક શબ્દ દ્વારા, મનના દરેક વિચારદ્વરા વહે છે અને તેની પ્રતિક્રિયા—Reaction પણ થાય છે. આ પ્રતિક્રિયા એ જ કર્મ અથવા કર્મફળ. જ્યારે કોઇ મનુષ્ય ક્ષમાનો ગુણ ખીલવી ક્ષમાશીલ બનવા પ્રયત્ન કરે છે ત્યારે ક્ષમાની પ્રતિક્રિયાથી તેના હૃદયની કઠોરતા ધીમે ધીમે ઓછી થવા માંડે છે. કોમળતા ધીમે ધીમે વધતી જાય છે, પોતાનાં ભૂતકાળનાં બુરાં કર્મોની પ્રતિક્રિયા સહન કરવાની શક્તિ વધે છે, અને એ પ્રતિક્રિયાનું બળ ઓછું થાય છે, તેના દુશ્મનોના દિલની દુશ્મનાવટ ઓછી થાય છે, અને તેની ક્ષમાશીલતા વધતી જાય છે.

## વિશ્વબંધુત્વનું કર્મ

જગતનાં સઘળાં ભુતપ્રાણી—મનુષ્ય, પશુ, પક્ષી, વનસ્પતિ, ખનિજ,—તેમજ અદૃશ્ય સૃષ્ટિમાં વસતી દૈવી આસુરી શકિતઓ પ્રત્યે જે કોઈ મનુષ્ય પ્રેમભાવ રાખે છે, સો કોઇને મનસા, વાચા, કર્મણા બનતી સહાય કરે છે, કોઈના પણ પ્રત્યે દ્વેષ, ધિક્કાર કે અભાવ રાખતો નથી અને સો કોઈનો શુભેચ્છક, સો કોઈનો મિત્ર બનવા પ્રયત્ન કરે છે, તે એવા પ્રકારનું કર્મ ઉત્પન્ન કરે છે કે જેથી તેના અનેક જન્મનાં અનેક જીવો સાથેનાં સંચિત કર્મોની તીક્ષ્ણતા, કડવાશ ઓછી થાય છે અને ધીમે

ધીમે સૌ કોઈ અજાણપણે તેના તરફ ખેંચાય છે. જેટલા પ્રમાણમાં કોઇ મનુષ્ય નિઃસ્વાર્થ ભાવે વિશ્વપ્રેમી બને છે તેટલા પ્રમાણમાં તે જગતમાં રહેલી વૈરવૃત્તિને ઓછી કરે છે અને સહકાર અને ભ્રાતૃભાવના ભાવી જમાનાને થોડો નજદીક લાવે છે. પણ જીવન વગરની ભ્રાતૃભાવની માન્યતાનું આવું પરિણામ આવતું નથી.ભ્રાતૃભાવમાં માનનારી અનેક વ્યકિતઓ દુનિયામાં છે, પણ આચરણ કરનારી વ્યકિતઓ બહુ થોડી છે, માટે જગતમાં હજી લડાઇનો સંભવ અને ભય ડોકિયાં કરી રહેલ છે.

**પ્રારબ્ધને વધારે પ્રબળ કરી શકાય છે.**

લોકોનો બહુ મોટો ભાગ પ્રારબ્ધને વધારે દઢ, વધારે પ્રબળ બનાવ્યા કરે છે. દાખલા તરીકે અંબિકાપ્રસાદ અને અંબાદેવી આ જન્મે પતિપત્ની છે. એ બંને જીવો ગત જન્મોમાં સાથે હતા ત્યારે એક બીજા વચ્ચે સારો બનાવ ન હોતો. એ અણબનાવ દુર કરવાની તક આપવા માટે કર્મદેવતાએ આ જન્મે પતિપત્ની થવાની તક આપી. પણ જો આ બંને ભૂતકાળના દુમેળને સુમેળમાં બદલી નાંખવાને બદલે દુમેળ વધારે તો આમ કરી ભૂતકાળ ના અણબનાવને વધારે દઢ, વધારે પ્રબળ બનાવે છે.

લક્ષ્મીપ્રસાદ અને દિનકરરાય બે ભાઇઓ છે. આ બન્નેને ગત જન્મોમાં જયારે સાથે હતા ત્યારે એક બીજા સાથે વેર હતું આ જન્મે બંને એક જ કુટુંબમાં ભાઇઓ તરીકે જન્મ્યા છે કે જેથી તેઓ ચાહે તો ભુતકાળના વેર ને મૈત્રીમાં બદલી નાંખી શકે પરંતુ આ બંને તો મોટા થતાં લડવા માંડયા. અને ઉમરલાયક થતાં જુદા રહયા અને પછી એક બીજાની સાથે બોલવાનું પણ બંધ કર્યું. આમ કરી તેઓએ ભૂતકાળના વેરને વધારે પ્રબળ બનાવ્યું.

આ રીતે ઘણાં સ્ત્રીપુરુષો, ઘણા બાપદીકરા, ઘણા ભાઇઓ અને પિતરાઇઓ, ઘણાં બ્હેનભાઇઓ, ઘણો સાસુ વહુઓ, ઘણા મામાભાણેજો, જુદા જુદા સંબંધ ધરાવતાં ઘણાં લોકો આ જન્મમાં ગત જન્મના અણબનાવને, કુસંપને, વેરને વધારી રહયાં છે અને પોતાના જ હાથથી પોતાનું ભવિષ્ય વધારે કઠીન કરી રહયાં છે. પોતાની કુટેવોનો ત્યાગ નહિ કરનાર મનુષ્ય પણ ભવિષ્યની કુટેવોને પ્રબળ બનાવી રહયો છે.

પ્રારબ્ધ એ મનુષ્યની ભુતકાળની ભુલોનું મૂર્તસ્વરૂપ છે. કર્મનો નિયમ સમજનાર મનુષ્ય તેનો ઉપયોગ ભુતકાળની ભુલો સુધારવામાં અને ખામીઓ દુર કરવામાં કરે છે, જયારે અણસમજુ મનુષ્ય આ જન્મે પ્રારબ્ધને વધારે પ્રબળ બનાવી પોતાનો ભવિષ્યકાળ વધારે કઠીન બનાવે છે.

**પ્રારબ્ધ સુધારી શકાય છે.**

વિજ્ઞાનિક શોધનો ઉપયોગ કરી કેટલાંક દેશોએ પોતાની પ્રજાનું સરેરાશ આયુષ્ય વધાર્યું છે. શાળાઓમાં શારીરિક નિરીક્ષણ દાખલ કરી, રોગોનું તેની પ્રાથમિક સ્થિતિમાં જ નિદાન કરી તથા આરોગ્યના નિયમોનું પાલન કરી મૃત્યુનું પ્રમાણ ઓછું કર્યું છે. આંધળાં, લુલાં, લંગડાં, મુગાં બ્હેરાં માટે શાળાઓ સ્થાપી તેઓને સ્વાશ્રયી બનાવ્યાં છે. આ રીતે ઘણા દેશોએ પ્રબળ પુરૂષાર્થથી પોતાની પ્રજાના પ્રારબ્ધનો પલટો કરેલો છે. દેશની માફક વ્યકિત પણ જવાબદારજીવન-સાવધાન જીવન-જીવીને પ્રારબ્ધનો પલટો કરી શકે છે.

**ગાયત્રી મંત્રનો ઉપયોગ.**

જુદી વ્યકિતઓ સાથેનો અણબનાવ દુર કરવામાં તથા કેટલાંક કર્મો પતાવી દેવામાં ગાયત્રી મંત્રનો જપ ઉપયોગી થાય છે. કેમકે આ મંત્ર, ત્રણ લોકમાં વસતા જીવોની બુદ્ધિને પ્રેરણા

કરવા માટેની પ્રાર્થના છે. જે કોઇ મનુષ્ય સમજપુર્વક આ મંત્રનો જપ કરે છે અને જપ કરતાં ત્રણ લોકોના હિત માટે સાચા હૃદયથી પ્રાર્થના કરે છે તે પોતાનાં ભુતકાળનાં ઘણાં કર્મોને બદલી શકે છે, ઘણા જીવો સાથનુ ભુતકાળનું વેર ઓછું કરે છે, અને વિશ્વબંધુત્વને સુદૃઢ કરે છે.

**પંચ મહાયજ્ઞનો ઉપયોગ.**

દરેક મનુષ્ય જાણે અજાણ્યે, ખનીજવર્ગ, વનસ્પતિવર્ગ, પશુવર્ગ, મનુષ્યવર્ગ પિતૃવર્ગ, ઋષિસંઘ અને દેવસૃષ્ટિની સાથે સારાં માઠાં કર્મ બાંધે છે. માઠાં કર્મમાથી મુક્ત થવામાં પંચ-મહાયજ્ઞો ઉપયોગી થાય છે. જમીનને ચોખ્ખી રાખીને, ખનિજનો સદુપયોગ કરીને, વનસ્પતિને પાણી પાઇને તથા નવા વૃક્ષો ઉછેરીને, પશુંપક્ષીઓનું રક્ષણ કરીને, મનુષ્ય પોતાનાં તે તે વર્ગો સાથેનાં માઠાં કર્મોનો બદલો વાળે છે. લુલાં, લંગડાં, આંધળા, બહેરાં, મુગાં, અશક્ત તથા અતિથિને મદદ કરીને મનુષ્ય મનુષ્યવર્ગ પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરે છે. બ્રહ્મવીધાની પરંપરા ચાલુ રાખીને મનુષ્ય ઋષિમુનિયો પ્રત્યેનું પોતાનું ઋણ અદા કરે છે. યજ્ઞાદિ ક્રિયાઓ કરીને મનુષ્ય દેવસૃષ્ટિ પ્રત્યેનું ઋણ આપી દે છે. ધાર્મિક દૃષ્ટિએ ગૃહસ્થાશ્રમ પાળી, મનુષ્યજાતિને ઉપયોગી થાય તેવી સંતતિ ઉત્પન્ન કરી મનુષ્ય પિતૃવર્ગ પ્રત્યેનું પોતાનું ઋણ આપે છે. ભુતયજ્ઞ, મનુષ્ય યજ્ઞ, પિતૃયજ્ઞ ઋષિયજ્ઞ અને દેવયજ્ઞ એ પાંચ યજ્ઞો, મનુષ્યને તેના કેટલાંક સંચિતકર્મોથી મુક્ત થવામાં અને કેટલાંક ક્રિયમાણ કર્મોનું રૂણ પતાવવામાં સહાયભુત થાય છે. એ ઉપરાંત મનુષ્યમાં નાના પ્રત્યે દયા, સરખા પ્રત્યે મૈત્રી અને વડીલ પ્રત્યે માન ખીલવવામાં પણ આ યજ્ઞોનો ઉપયોગ છે; માટે કર્મના નિયમના વિચારમાં પંચમહાયજ્ઞના વિચારનું પણ સ્થાન છે.

## પ્રારબ્ધની અને પુરૂષાર્થની બીજી વ્યાખ્યા.

પ્રારબ્ધ એટલે ગતજન્મોનાં પાકેલાં કર્મો, અને પુરૂષાર્થ એટલે નવાં ક્રિયમાણ, નવાં કર્મો. આ વ્યાખ્યા આગળ અપાઈ ગઇ છે. પણ પ્રારબ્ધ પ્રબળ બનાવી શકાય છે અને તેમાં પલટો લાવી શકાય છે તે જોતાં આ બંનેની બીજી વ્યાખ્યા પણ આપી શકાય છે. પ્રારબ્ધ એટલે ભુતકાળનાં અજ્ઞાન અને અશક્તિ અને ભેદબુદ્ધિ, પુરુષાર્થ એટલે વર્તમાનકાળનાં જ્ઞાન, શક્તિ અને પ્રેમબુદ્ધિ. જેમ જેમ મનુષ્ય પોતામાં જ્ઞાન, શક્તિ અને બંધુભાવ વધારે છે તેમ તેમ તે ભુતકાળના અજ્ઞાન અશક્તિ અને ભેદભાવને દુર કરે છે અને પ્રારબ્ધનો પલટો કરે છે.

## સુખને દુઃખરૂપ અને દુઃખને સુખરૂપ બનાવી શકાય છે.

જે મનુષ્ય અનેક પ્રકારની સુખ–સગવડોની સાથે એકાદ અગવડ હોય તો એજ અગવડનો વીચાર કર્યા કરે છે. અને મળેલી સગવડોનું સુખ ભોગવતો નથી, તે મનુષ્ય સુખને પણ દુઃખરૂપ બનાવે છે. જે મનુષ્યની કમાણી માસિક કે વાર્ષિક સારી છે, પણ તે કમાણીમાં સુખ ન માનતાં પોતાનાથી વધારે કમાણીવાળાની અદેખાઇ કરી દુઃખી થાય છે, તે પણ સુખને દુઃખ બનાવે છે. જે મનુષ્ય પોતાના પુત્રપુત્રી કે ભાઇબહેનનાં લગ્ન વખતે મુએલા સગાંને યાદ કરી દુઃખી થાય છે, જે મનુષ્ય સુકાળને વખતે થોડા વર્ષ પહેલાં પડી ગયેલા દુકાળને યાદ કરી સહન કરેલાં દુઃખોને તાજાકરે છે, જે મિત્રોની વચ્ચે બેઠો બેઠો પોતાના દુશ્મનોનું ધ્યાન કરે છે. તે પણ સુખનેં દુઃખ બનાવે છે. આવા લોકો સુખકર પ્રારબ્ધને ખોટી દૃષ્ટિએ ભોગવી મળેલી તકો ગુમાવે છે.

જે મનુષ્ય, અનેક જાતીની મુશ્કેલીઓ વચ્ચે એકાદ

અનુકુળતાનો વિચાર કરી આનંદ માને છે, તે માટે પ્રભુનો ઉપકાર માને છે, પોતાનાં દુઃખોનો વિચાર નહિ કરતાં પોતાનાથી વધારે દુઃખીને યથાશકિત મદદ કરવાનો વિચાર કરે છે, અને તેને બનતી સહાય કરીને આનંદ માને છે, તે મનુષ્ય પોતાના દુઃખને પણ સુખરૂપ બનાવે છે.

જે મનુષ્ય દુઃખને દુઃખરૂપ નહિ માનતાં જ્ઞાન, અને શકિત ખીલવવાની તક માને છે, અને દરેક કઠીન પ્રસંગે કંઈ ને કંઈ નવો પાઠ શીખે છે તે મનુષ્ય પણ દુઃખને સુખરૂપ બનાવે છે. આવાં લોકો મુશ્કેલીઓને જીવનની તકો બનાવી ખરાબ પ્રારબ્ધને આશીર્વાદરૂપ બનાવે છે.

## સારા માઠા સંયોગો મુજબ વધતીઓછી શક્તિના જીવોનો જન્મ.

જે કુટુંબના, જે ગામના, જે દેશના સંયોગો સારા હોય છે, જે કુટુંબની, જે ગામની, જે દેશની સંસ્કૃતિ સારી હોય છે તે કુટુંબમાં, તે ગામમાં, તે દેશમાં, સારી શક્તિવાળા અને સંસ્કારી જીવોનો જન્મ, બહુધા થાય છે. અને જે કુટુંબ, જે ગામ, જે દેશ અસંસ્કારી છે, જેના સંયોગો સારા નથી ત્યાં ઓછી શક્તિવાળા અને અસંસ્કારી જીવો ખેંચાઈ આવે છે. માટે દરેક કુટુંબે, દરેક ગામે, દરેક દેશે, સસ્કારિતા વધારવા અને પોતાના સંયોગો સુધારવા બનતો પ્રયત્ન કરવાનો છે. ઉંચ કોટિના જીવોને જન્મ લેવામાટે અનુકુળ શરીર મળવું, હાલની સ્થિતિએ બહુ કઠીન છે; કેમકે શારીરિક, હાર્દિક અને માનસિક શુદ્ધિ અને સંસ્કારિતાવાળાં માબાપો મળવા બહુ કઠીન છે. સારા સંયોગોમાં સારો જીવ જન્મ લે અને માઠા સંયોગોમાં પછાત કોટિનો જીવ જન્મ લે એ સામાન્ય નિયમ છે. પરંતુ ગતજન્મે ભુલથી અનિચ્છિત ઋણાનુબંધ કર્યો હોય છે તો સંસ્કારી

માબાપને ત્યાં પણ તેમનાથી પછાત સ્થિતિનો જીવ જન્મ લે છે.

## ઋણાનુબંધ કેમ થાય છે ?

જે મનુષ્ય પોતાના વર્તનથી બીજાના જીવન પર સારી કે માઠી અસર કરે છે, અને તેની પ્રગતિમાં સાધનરૂપ કે વિઘ્નરૂપ થાય છે, તેની સાથે તે પોતાનો ઋણાનુબંધ બાંધે છે અને તેની સાથે ફરી ફરી જન્મ લે છે; માટે દરેક મનુષ્યે બીજાની સાથેના પોતાન વર્તનમાં બહુ સાવધાન રહેવાની જરૂર છે.

## બીજાના કર્મમાં ભાગીદાર થઈ શકાય છે.

જે કંઈ સારૂં કર્મ છે તેમાં સૌ કોઇ ભાગીદાર થઈ શકે છે. સારા કર્મનો લાભ ઘણાં લોકો લઇ શકે છે. દાખલા તરીકે એક માણસે કોઇ મોટા રસ્તા પર વાવ બંધાવી; એક માણસે મફત દવા આપવા માટે દવાખાનું બંધાવ્યું; એક માણસે એન્જીનની શોધ કરી; એક માણસે વીજળી શોધી કાઢી; એક માણસે અખાડો કાઢયો; એક માણસે એક શાળા સ્થાપી; આવા દરેક શુભ કાર્યનો લાભ અનેક લોકો લે છે અને આવું કામ કરનારને જાણ્યે અજાણ્યે હૃદયના આશીર્વાદ દે છે. પણ જેમ હરકોઇ મનુષ્ય પોતાની શારીરિક શકિતથી, સારા શબ્દથી, સારા વિચારથી, સાચી સલાહથી, સારી શોધથી બીજાને સહાય કરી શકે છે તેમ તેની બુદ્ધિ અને આત્માની શકિતથી પણ સહાય કરી શકે છે. જેણે પોતાનું બુદ્ધિતત્ત્વ ખીલવી જગતના સઘળા જીવો સાથે ઐકય સાધ્યું છે તે મનુષ્ય બીજાનાં બુરા કર્મનું કેટલુંક ફળ પોતે ભોગવી બીજાનો કર્મનો બોજો ઓછો કરી શકે છે. આવી સ્થિતિ પરમહંસની દીક્ષા લીધા પછી પ્રાપ્ત થાય છે. પેયગંબરો, અવતારો મહાત્માઓ, જીવનમુક્ત પુરૂષો

જગતના બુરા કર્મનો ઘણો બોજો પોતે વહન કરે છે માટે તેઓ Saviours-જગતના ત્રાતા કહેવાય છે.

**કર્મો સમજપુર્વક અદા કરી શકાય છે.**

કર્મનો નિયમ સમજનાર મનુષ્ય પોતાના ઘણાં કર્મો સમજપૂર્વક અદા કરે છે. મનુષ્યના જીવનવિકાસમાં એક એવી સ્થિતિ આવે છે કે જયારે તે પોતાનો ભુતકાળ તથા ભવિષ્યકાળ જોઇ શકે છે. ભુતકાળ જાણીને પોતાનાં બંધનરૂપ થતાં કર્મો સમજપૂર્વક અદા કરવા માંડે છે અને ભવિષ્યકાળ જાણી પોતાની ગુપ્તશકિતઓ ખીલવવા માંડે છે, અને નવો અનુભવ લેવા માંડે છે. દાખલા તરીકે તેણે બહુ જુના ભૂતકાળમાં કોઇને આડે માર્ગે દોર્યો હોય છે તો તેને આ જન્મમાં સીધે માર્ગે ચઢાવવા તે પ્રયત્ન કરે છે. જો કોઇને તેણે ગતજન્મમાં અન્યાય કર્યો હોય છે તો તેને પોતાને ખર્ચે અને જોખમે ન્યાય અપાવવા તે પ્રયત્ન કરે છે. જો તેણે કોઇના પર પોતાનો નિર્વાહ ભુતકાળમાં ચલાવ્યો હોય છે તો તનો બદલો વાળવા તે મથે છે. જો તેણે ગતજન્મોમાં કોઇનું ખૂન કરેલું હોય છે તો તેને પોતાના જીવને જોખમે, પ્રસંગ આવ્યે, બચાવી અને પોતાના જીવનનો મોટો ભાગ તેના હિતમાં ખર્ચી તે કર્મ અદા કરે છે.

**કર્મનો નિયમ અને પરમાત્મકૃપા.**

કર્મના નિયમ પ્રમાણે જ મનુષ્ય સુખદુઃખ પ્રાપ્ત કરતો હોય તો પછી પ્રભુકૃપાનું સ્થાન જ રહેતું નથી એમ માનવાનું નથી. પરમાત્મકૃપા પણ એક સત્ય વસ્તુ છે અને તેની અસર પણ મનુષ્યજીવન ઉપર થાય છે જ. જો આમ ન હોય તો જગતના મહાપુરૂષોએ પ્રાર્થના, ઉપાસના, પૂજા નમાજ વગેરે બતાવ્યાં છે તે અર્થવગરનાં થઇ જાય છે.

મનુષ્ય જ્યારે પોતાનાં શરીર વૃત્તિ અને વિચારનો ગુલામ બને છે અને સ્વચ્છંદી જીવન ગુજારે છે ત્યારે તે પોતાના અન્તરાત્માથી બહિર્મુખ બને છે પણ જ્યારે તે સમજપૂર્વક, પ્રભુપ્રાર્થના, ઈશ્વરોપાસના કે દેવપૂજા કરે છે, અથવા નમાજ પઢે છે, ત્યારે તે પોતાના અન્તરાત્મા સાથે અન્તરાભિમુખ બને છે અને પોતાના અન્તરાત્માદ્વારા પોતાની શકિત પૂરતી પ્રભુની પ્રભુતા પ્રાપ્ત કરે છે. આવી પ્રભુતા પ્રાપ્ત કરવી તે જ પ્રભુકૃપા. આ કૃપા મનુષ્યને તેના વિકાસના પ્રમાણમાં શાન્તિ આપે છે, શકિત આપે છે, શુદ્ધિ આપે છે, પ્રકાશ આપે છે, આથી તે પોતાનાં પ્રારબ્ધ અને સંચિત કર્મોમાં પલટો લાવવા અને નવો પુરૂષાર્થ કરવા શક્તિવાન થાય છે, **માટે મનુષ્ય જીવનમાં પ્રભુસ્મરણ અને પ્રભુકૃપાનું સ્થાન બહુ મહત્વનું છે.**

**રસપુર્વક, યંત્રવત અથવા સાવધાનતાથી કર્મ.**

જ્યારે કોઇ મનુષ્ય કોઇ પણ કાર્ય રસપુર્વક અથવા રાગ કે દ્વેષથી કરે છે ત્યારે તેની અસર તેના શરીર, હૃદય અને મન ઉપર થાય છે. જો તે કાર્ય સારૂં હોય છે, તો એ ત્રણેના પર સારી અસર થાય છે. જો કાર્ય બુરૂં હોય છે તો એ ત્રણે બગડે છે. પણ જો કોઇ મનુષ્ય કોઈ કાર્ય, ટેવ પડી જવાથી યંત્રવત કરે છે તો તેની અસર માત્ર શરીર ઉપર કે હૃદય ઉપર કે મન ઉપર જ થાય છે. દાખલા તરીકે જો તે યંત્રવત કસરત કરતો હોય છે તો તેની અસર તેના શરીર પર જ થાય છે. જો તે યત્રવત વાંચતો હોય છે તો તેની અસર તેની વાણી ઉપર જ થાય છે. જો તે યંત્રવત સોંદર્ય નિહાળતો હોય છે તો તેની અસર તેના હૃદય પરજ થાય છે. જો તે યત્રવત

વિચારતો હોય છે અથવા ધ્યાન કરતો હોય છે તો તેની અસર માત્ર તેના મન ઉપર જ થાય છે. યંત્રવત્ ક્રિયાની અસર સામાન્ય રીતે બહુ ઓછી થાય છે.

સાવધાનતાથી કરેલા કર્મની અસર શરીર હૃદય, મન અને અહંકાર સુધી પહોંચે છે. કેમકે સાવધાનતાથી કાર્ય કરનાર મનુષ્ય ધીમે ધીમે સાક્ષીવૃત્તિ કેળવે છે, અને એમ કરતાં તે પોતાના ભૂતાત્મા-દેહાત્મા અને જીવાત્મા-અન્તરાત્માનું ઐક્ય સાધે છે. સાવધાનપણે કરેલું કર્મ ત્રણે શરીરોની શુદ્ધિ કરે છે, પ્રારબ્ધ અને સંચિતમાં પલટો લાવે છે અને ભાવી વિકાસને મદદ કરે છે. સાવધાનપણે સઘળી ક્રિયા કરનાર મનુષ્ય પ્રારબ્ધનો ગુલામ બનતો નથી પણ તેનો સરદાર બને છે અને ભવિષ્યને માટે અનુકુળ થાય તેવું આગામી કર્મ તૈયાર કરે છે. સાવધાન મનુષ્ય મૂશ્કેલીમાંથી શક્તિ ખીલવે છે અને દુઃખમાંથી આત્મશુદ્ધિ પ્રાપ્ત કરે છે અને અનંત વર્તમાનમાં રહેવા શીખે છે.

**શઠની સાથે શઠતા વાપરવી કે સત્ય?**

કર્મના નિયમનો અભ્યાસી શઠની સાથે પણ શઠતાથી વર્તવું પસંદ કરતો નથી; કેમકે શઠનું તો પતન થયેલું છે અને તેની સાથે શઠતાથી વર્તનારનું પણ પતન થાય છે અને જગતમાં શઠતાનો વધારો થાય છે. શઠનો હૃદયપલટો જ્યારે થશે ત્યારે શઠતાથી નહિ, પણ સત્યથી જ થશે. કર્મનો નિયમ સત્યને સહાય કરે છે ને શઠતાને શિક્ષા કરે છે. શઠની સાથે સત્યથી વર્તન રાખવું બહુ કઠીન છે, તેથી ઘણા લોકો 'शठं प्रति शाठ्यम् कुर्यात्'ની નીતી પસંદ કરે છે પણ વસ્તુતઃ એ નીતિ સાચી નથી. રાજકારણમાં આ નીતિ વપરાય છે. પણ

તેથી કંઇ કર્મનો નિયમ બદલાતો નથી. એ નિયમ તો શઠતાની તેમજ સત્યની નોંધ લે છે અને બંનેનું ફળ જુદું જુદું જ આપે છે. શાઠયનું પરિણામ અન્તે બુરૂં જ આવે છે અને સત્યનું પરિણામ અન્તે સારૂં જ આવે છે.

**કોઈ પણ સ્થિતિમાં સત્યનો જ વિજય થાય છે; અસત્યનો નહિ.**

કોઇ કોઇ લોકો માને છે કે ગાય કે મનુષ્યનો જીવ બચાવવા માટે અસત્ય બોલવામાં દોષ નથી, પણ આ માન્યતા સાચી નથી. જો અસત્ય બોલવાથી કોઇનો જીવ બચાવી શકાતો હોય તો અસત્ય સત્યના કરતાં વધારે કિંમતી ગણાવું જોઇએ અને તેના જ ગુણગાન થવાં જોઇએ; પણ તેમ નથી. જીવ અમર છે એટલે તેને કોઇના રક્ષણની જરૂર નથી. અને એના શરીરનું રક્ષણ કર્મનો નિયમ કરી રહ્યો છે. અસત્ય બોલવાથી કોઇનુ. જીવન બચશે એમ માનવું એ મનુષ્યની નબળાઇ છે. અસત્યનો બચાવ કરતાં આ નબળાઇ સ્વીકારવી એ વધારે સારૂં છે.

**કર્મમાં નહિ માનનારને પણ નિયમ લાગુ પડે છે.**

કર્મનો નિયમ એ વિશ્વયોજનાનો એક ભાગ છે એટલે તે સૌ કોઇને-પ્રાણીમાત્રને-લાગુ પડે છે. **'કર્મમાં હું માનતો નથી' એમ કહેનાર પણ આ નિયમથી પર થઈ શકતો નથી.** તેને પણ આ નિયમને શરણે થવું પડે છે. જેમ ગુરૂત્વાકર્ષણનો નિયમ નહિ સમજનાર અથવા તેમાં નહિ માનનાર મનુષ્યને પણ તે નિયમને તાબે થવું પડે છે, તેમ કર્મમાં નહિ માનનારને આ નિયમને શરણે થવું પડે છે. કર્મનો નિયમ સમજનાર મનુષ્ય તેનો સાધન તરીકે ઉપયોગ કરે છે. નહિ સમજનાર મનુષ્ય

તેનાથી બંધાતો જાય છે, માટે આ નિયમના સારા અભ્યાસની જરૂર છે.

એક વસ્તુ હંમેશાં યાદ રાખવાની જરૂર છે અને તે એ કે કુદરતનો દરેક નિયમ મનુષ્યને તેના જીવનવિકાસમાં સહાય કરવા માટે છે, તેને ત્રાસ દેવા માટે નથી. કર્મનો નિયમ જીવાત્માને સ્થુલ ભુમિકા પર, સ્થુલ દેહમાં ખેંચી લાવે છે. ભુતકાળમાં, ગતજન્મોમાં, તેણે ઉત્પન્ન કરેલા સંયોગો તેને આપે છે. જીવાત્મા તેના આ સંયોગોની સાથે દ્વંદ્વ ખેલે છે અને પોતાનામાં બીજરૂપે રહેલી શક્તિ ખીલવે છે અને ધીમે ધીમે સંયોગોના પર વિજય મેળવે છે. આ રીતે કર્મનો નિયમ દરેક જીવનું કલ્યાણ કરે છે, તેને જીવમાંથી ધીમે ધીમે શિવ બનાવે છે.

### કર્મમુકિતના ઉપાય.

કર્મ કરવાથી મનુષ્ય બંધાય જાય છે અને કર્મ ફળ ભોગવવું જ પડે છે એમ નથી. કર્મ કરવાની એવી પણ રીતિઓ છે કે જેથી મનુષ્ય કર્મ કરવા છતાં બંધાતો નથી. ભગવાન શ્રી કૃષ્ણે આવી અનેક રીતિઓ બતાવી છે.

यस्य सर्व समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥

જે મનુષ્ય ફળની કામના રાખ્યા સિવાય કાર્ય કરે છે અને જેના કર્મો જ્ઞાનરૂપ અગ્નિથી ભુજાઇ ગયાં છે તેને જ્ઞાની પુરૂષો પંડિત કહે છે.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥

જે રાગદ્વેષથી, આસક્તિથી, અહંમમત્વથી મુક્ત છે, જેના ચિત્તમાં જ્ઞાનનો પ્રકાશ સતત ઝળહળી રહ્યો છે, અને જે સઘળાં કર્મો યજ્ઞ તરીકે-પ્રભુપ્રીત્યર્થે કરે છે, તેના સઘળાં કર્મોનો વિલય થઇ જાય છે.

**योगसन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।**

**आत्मवंतं न कर्माणि निबध्नन्ति धनंजय ! ॥**

જેણે યોગ સાધીને કર્મફળનો ત્યાગ કર્યો છે, જેના સંશયો જ્ઞાનથી છેદાઇ ગયા છે. જે હમેશાં આત્મપરાયણ રહે છે, તેને હે ધનંજય; કર્મો બંધનરૂપ થતાં નથી.

**योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।**

**सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥**

જે આત્મરૂપે રહે છે, જેણે પોતાના અંહકારને-જીવાત્માને શુદ્ધ કર્યો છે, જેણે ભુતાત્માપર વિજય મેળવ્યો છે, જેણે ઇન્દ્રિયોને જીતેલી છે અને જે વિશ્વજીવનની સાથે એકતાર થયેલો છે, જેણે સર્વ ભુતપ્રાણીઓના આત્મા સાથે ઐક્ય સાધેલું છે તે કાર્ય કરવા છતાં ય બંધાતો નથી.

નિષ્કામ કર્મ નિસ્વાર્થ કર્મ, નિરાસક્ત કર્મ કરવાથી, કર્મને ઇશ્વરાર્પણ કરવાથી, લોકહિતને ખાતર કર્મ કરવાથી, કર્મને યજ્ઞરૂપે કરવાથી અથવા સાક્ષીરૂપે સમજપુર્વક કર્મ કરવાથી, મનુષ્ય, કર્મથી બંધાતો નથી. આ પૈકી કોઇ એક દૃષ્ટિએ કર્મ કરનાર મનુષ્યના કર્મનું ફળ તેને પોતાને મળતું નથી પણ આખા ય વિશ્વજીવનને મળે છે અને વિશ્વજીવન તેટલું સમૃદ્ધ બને છે. આવો જીવ શિવ બની જાય છે. તેની ક્રિયા પ્રતિક્રિયા વગરની-Action without reaction થઇ જાય છે. પછી તે પોતે તથા કર્મનો નિયમ જુદા રહેતા નથી.

**लोकाः समस्ताः सुखिनो भवन्तु ।**

# પુષ્પો

સદા, સર્વથા અને સર્વત્ર, 'મનસા, વાચા, કર્મણા સારા થવું અને સારૂં કરવું એ જ મનુષ્યનો સ્વધર્મ, એ જ તેની સાચી સ્વતંત્રતા, એજ તેની સ્વદેશસેવા અને એજ તેની પ્રભુભક્તિ.

*　　*　　*　　*

સૌ કોઈને સમજવાનો પ્રયત્ન તે જ્ઞાન.
સૌ કોઈ પ્રત્યે જ્ઞાનપૂર્વકનો ચાહ તે પ્રેમ.
સૌ કોઈની જ્ઞાન અને પ્રેમપૂર્વકની સેવા તે ક્રિયા.
આ ત્રણેનો નિત્ય જીવનમાં ઉપયોગ તે બોધાભ્યાસ.

*　　*　　*　　*

પોતાને જે જાતની વર્તણુક પસંદ ન હોય તેવી વર્તણુક કોઈની પણ સાથે ન રાખવી તે સંયમ.

*　　*　　*　　*

રૂપવતી સ્રીનું સાનિધ્ય છતાં, પોતાનાં મન, હૃદય અને શરીરને નિર્વિકાર રાખવાં તે બ્રહ્મચર્ય.

*　　*　　*　　*

જ્ઞાન અને શક્તિનો પ્રેમપૂર્વક ઉપયોગ તે સેવા.

*　　*　　*　　*

# કર્મના નિયમનું રહસ્ય

મનુષ્ય અજ્ઞાનથી ભૂલ કરે છે, ખોટું કામ કરે છે, દુઃખના બી વાવે છે; માટે તે દુઃખી થાય છે. દુઃખી થતાં તેને વિચાર કરવાની ફરજ પડે છે. વિચારથી તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. જ્ઞાન થતાં તે સુખનાં બી વાવવા શિખે છે. પછી તે શાશ્વત સુખને માર્ગે ચઢી જાય છે. કર્મનો નિયમ મનુષ્યને આ માર્ગે દોરી રહ્યો છે. એટલે કે કર્મનો નિયમ મનુષ્યને પરમાત્માના ચિત્ સ્વરૂપનું ભાન કરાવી રહ્યો છે અને તેને અંધારામાંથી ઉજાસમાં, અજ્ઞાનમાંથી જ્ઞાનમાં અને અશક્તિમાંથી શક્તિશીલતામાં લઇ રહ્યો છે.



કમરશીયલ પ્રીન્ટીંગ વર્કસ, ઇસ્ટ સ્ટ્રીટ, પુના.